રીતે પણ ત્યાગ પ્રતિજ્ઞાપૂર્વક કરાય ત્યારે સર્વવિરતિ સાધુપણુ આવ્યુ કહેવાય. અહીં હજી પ્રમાદ નડી જાય છે તેથી પ્રમત્ત અવસ્થા છે, માટે એને પ્રમત્ત ગુણસ્થાનક કહે છે.

૭ **અપ્રમત્ત** ગુણ૦ .- છટ્ઠા ગુણસ્થાનકની અવસ્થામાથી પ્રમાદનો ત્યાગ કરાય ત્યારે અહી અવાય છે. પરતુ વિસ્મૃતિ, ભ્રમ, વગેરે પ્રમાદ એવા નાજુક છે કે એને ક્ષણભર ટાળ્યા હોય છતાં પાછા ઊભા થાય છે અને ૭મુ ગુણસ્થાનક અતર્મુહૂર્તથી વધુ સમય ટકવા દેતા નથી અને જીવને ૬ઠ્ઠે ગુણસ્થાનકે તાણી જાય છે પરતુ સાધક આત્માની પ્રમાદની સામે સતત લડાઈ ચાલુ છે એટલે પાછો ઉપર સાતમે ચઢે છે. વળી પડે છે, પાછો ચઢે છે.

૮. અપૂર્વકરણ ગુણ૦ – મિથ્યાત્વ, અવિરતિ પ્રમાદ અને કષાયની ૩ ચોકડીના ઉદય ટાળવાથી ૭મે ગુણસ્થાનકે અવાયું. હવે સજ્વલન કષાયનો રસ મંદ કરાય અને પાચ અપૂર્વ કરવામા આવે ત્યારે આ આઠમે ગુણસ્થાનકે અવાય છે. અહીં ખાસ કરીને મોહનીય કર્મનો ઉપશમ કરનારી ઉપશમ શ્રેણી અથવા ક્ષયકરનારી ક્ષપકશ્રેણીએ ચઢાવનાર અદ્ભુત ધ્યાનમા લીન બનાય છે, તથા ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાયના બળે ૧ અપૂર્વ સ્થિતિઘાત, ૨. અપૂર્વરસઘાત, ૩. અપૂર્વ અસંખ્ય ગુણ–અસખ્યગુણ ક્રમથી કર્મરચનારૂપી ગુણશ્રેણી, એમજ ૪ અપૂર્વ ગુણસક્રમ અને ૫ અપૂર્વ સ્થિતિબંધ–એ પાચ અપૂર્વ સાધવામા આવે છે

૯. અનિવૃત્તિ બાદર ગુણ૦ .- આઠમાને અતે સૂક્ષ્મ પણ હાસ્યમોહનીય આદિ કર્મને સર્વથા ઉપશાન્ત યા ક્ષીણ કરી દે છે, શુભ ભાવમા આગળ વધે છે, ત્યારે આ ગુણસ્થાનક

પામે છે. અહીં એકસાથે પ્રવેશ કરનાર અનેકના આતરિક ભાવ આખા ગુણસ્થાનક-કાળમા એકસરખી ચઢતી કક્ષાએ આગળ વધે છે પણ તેમા તફાવત-તરતમતા (નિવૃત્તિ) નથી હોતી તેથી આને 'અનિવૃત્તિ બાદર ગુણ૦' કહે છે. 'બાદર' એ દષ્ટિએ કે હજી અહીં સ્થૂલ કષાય ઉદયમા છે.

**૧૦. સૂક્ષ્મ સ પરાય ગુણસ્થાનક** .- એ બાદર કષાયને ઉપશમાવી યા ક્ષીણ કરી દઇને હવે સંપરાય એટલે કે કષાય, તે પણ માત્ર લોભ (રાગ) સૂક્ષ્મ કોટિનો ઉદયમા રહે ત્યારે આ ગુણસ્થાનકે અવાય છે

**૧૧. ઉપશાન્ત મોહ ગુણ૦** – ઉક્ત સૂક્ષ્મ લોભને પણ તદ્દન ઉપશાત કરી દેવાય ત્યારે આ ગુણસ્થાનક પમાય છે. મોહનીય કર્મ ઉપશાત કર્યાં એટલે એનો તત્કાલ ઉદય સર્વથા રોકયો, પરંતુ સિલિકમા તો એ પડયા છે, તેથી અ તર્મુહૂર્તમા જ એ પાછા ઉદયમા આવી જીવને નીચેના ગુણસ્થાનકોમાં ઘસડે છે. એટલે અહીં સર્વથા ઉપશાન્ત થવાથી જે વીતરાગ દશા અને યથાખ્યાત ચારિત્ર મળ્યુ હતુ તે લુપ્ત થઈ જાય છે.

**૧૨. ક્ષીણમોહ ગુણસ્થાનક** .- જેમણે મોહનીય કર્મની ઉપશમના કરતા રહેવાનુ કર્યું તે તો ૧૧મુ ગુણ૦ પામે છે, પરતુ જેમણે પહેલેથી જ ક્ષપણા (ક્ષય) કરવા માડી, તે ૧૦માને અ તે મોહ સર્વથા ક્ષીણ થઈ જતા તરત ૧૨મે આવી ક્ષીણ-મોહ વીતરાગ બને છે. હજી અહી જ્ઞાનવરણ-દર્શનાવરણ-અ તરાય નામના ઘાતીકર્મ ઉદયમા વર્તે છે તેથી એ સર્વજ્ઞ નથી બન્યા

**૧૩ સયોગી કેવળી ગુણ૦** .- બારમાને અંતે સમસ્ત ઘાતી કર્મોનો નાશ કરે છે ત્યારે અહી આવી કેવળજ્ઞાન-દર્શન

પામે છે. એથી લોકાલોકના ત્રણેય કાળના સમસ્ત ભાવોને પ્રત્યક્ષ જુએ છે હજી અહી ઉપદેશ, વિહાર, આહારપાણી વગેરે પ્રવૃત્તિ ચાલુ છે, એ વચન–કાયાના યોગ છે, તેથી સયોગી કેવળી કહેવાય છે. ૧૧–૧૨–૧૩મે ગુણસ્થાનકે માત્ર યોગ નામનો આશ્રવ બાકી છે તેથી માત્ર શાતાવેદનીય કર્મ બાધે છે પછી મોક્ષે જવાની તૈયારી હોય ત્યારે શુક્લધ્યાનના ત્રીજા–ચોથા પ્રકાર વડે બાદર અને સૂક્ષ્મ મન–વચન–કાયાના યોગોને અટકાવે છે

**૧૪. અયોગી કેવળી ગુણસ્થાનક** – ૧૩માને અંતે સર્વ યોગોને સર્વથા અટકાવી દે છે ત્યારે આત્મપ્રદેશ જે પૂર્વે યોગથી કંપનશીલ હતા તે હવે સ્થિર શૈલેશ–મેરૂ જેવા બની જાય છે. એને શૈલેશીકરણ કહે છે અહીં अ–इ–उ–ऋ–ऌ પાચ હ્રસ્વ સ્વરના ઉચ્ચારણ જેટલો કાળ રહે છે. એમા સમસ્ત અઘાતી કર્મનો નાશ કરી અંતે સર્વકર્મરહિત, શુદ્ધ, અનંત જ્ઞાન–દર્શન–સુખમય બની આત્મા મોક્ષ પામે છે અને એટજ સમયમા ૧૪ રાજલોકના મથાળે સિદ્ધશિલાની ઉપર જઈ શાશ્વત કાળ માટે સ્થિર થાય છે

## ૩૦ પ્રમાણો અને જૈન શાસ્ત્રોના વિભાગ

વસ્તુનો બોધ બે રીતે થાય છે, એક સમગ્ર રૂપે અને બીજો અંશે આખ ખોલી, ઘડો જોયો, એ ઘડાનો સમગ્ર રૂપે બોધ થયો કહેવાય. પણ શહેર બહાર ગયા અને યાદ આવ્યુ કે ‘ઘડો શહેરમા રહ્યો’ એ અંશે બોધ કર્યો ગણાય, કેમકે એમ

તો 'ઘડો ઘરમા રહ્યો છે, પાણિયારામા રહ્યો છે, યાવત્ પોતાના અવયવમા રહ્યો છે' એવા પણ અંશો છે, પરંતુ અમુક દૃષ્ટિ રાખીને બોધ કર્યો કે 'શહેરમા રહ્યો' તેથી એ અંશે બોધ થયો.

સમગ્ર રૂપે થતા બોધને સકલાદેશ અર્થાત્ પ્રમાણ કહેવાય છે. અંશે થતા બોધને વિકલાદેશ અર્થાત્ નય કહેવામાં આવે છે. પ્રમાણ અને નય એ જ્ઞાનના જ બે પ્રકાર છે પ્રમાણજ્ઞાન સમગ્ર રૂપે થતુ હોઈ એમા 'અમુક અપેક્ષાએ આમ છે' એવુ નથી જીભથી સાકર મીઠી જાણી કે શાસ્ત્રથી નિગોદમા અનત જીવ જાણ્યા, એમા વચમા અપેક્ષા ન આવી; પરંતુ ઘડો રામલાલનો હોવાનું જાણ્યુ એમા અપેક્ષા છે કે માલિકીની દૃષ્ટિએ અગર બનાવટની દૃષ્ટિએ યા સગ્રાહકપણાની દૃષ્ટિએ, અર્થાત્ ઘડો રામલાલ નામના માલિકનો કે બનાવનારનો અથવા સંગ્રાહકનો છે, એવું જ્ઞાન, આ અપેક્ષાએ થતુ જ્ઞાન એ નય છે

**૫. પ્રમાણ**—પ્રમાણજ્ઞાન બે પ્રકારે છે. ૧. પ્રત્યક્ષ અને ૨. પરોક્ષ. પ્રત્યક્ષ એટલે 'અક્ષ' (આત્મા)ને 'પ્રતિ' અર્થાત્ સાક્ષાત (બાહ્ય સાધન વિના) થાય તે, પરોક્ષ એટલે આત્માને 'પર=' એટલે કે ઇન્દ્રિય વગેરે કોઈ સાધન દ્વારા થાય તે પરોક્ષજ્ઞાનના બે પ્રકાર છે ૧ મતિજ્ઞાન અને ૨. શ્રુતજ્ઞાન પ્રત્યક્ષજ્ઞાનના ત્રણ પ્રકાર છે ૧ અવધિજ્ઞાન, ૨ મનઃપર્યવજ્ઞાન અને ૩. કેવળજ્ઞાન. આમ પ્રમાણજ્ઞાનના પાચ પ્રકાર થયા મતિ,૦ શ્રુત,૦ અવધિ,૦ મન પર્યવ,૦ અને કેવળજ્ઞાન.

**૬ મતિજ્ઞાન**—મતિજ્ઞાન ઇન્દ્રિયો અને મનથી થાય છે. ચક્ષુથી રૂપીદ્રવ્ય અને રૂપ (વર્ણ) સંખ્યા, આકૃતિ વગેરેનુ જ્ઞાન થાય. દા. ત. જોયુ-'આ ઘડો છે, લાલ છે, એક જ છે,

ગોળ છે,' ઈત્યાદિ ઘ્રાણેન્દ્રિયથી ગંધનુ ભાન થાય, ' આ સુગંધિ ક્યાથી આવી ?' રસનેન્દ્રિયથી રસનુ, ' આમા મિઠાશ સારી છે,' સ્પર્શનેંદ્રિયથી સ્પર્શનુ— ' આ સુવાળુ છે,' શ્રોત્રેન્દ્રિયથી શબ્દનુ ' વાહ કેવો મધુર શબ્દ !' ને મનથી ચિંતન, સ્મરણ, અનુમાન, તર્ક વગેરે થાય તે દા. ત. ' કાલે જઈશ,' ' પેલો માર્ગમા મળેલો,' ' ધુમાડો દેખાય છે માટે અગ્નિ સળગતો હશે.'

મતિજ્ઞાનમા ચાર કક્ષા છે— પહેલા ' કંઈક ' એવુ ભાન થાય છે. એ અવગ્રહ, પછી ' આ શું હશે ? અમુક નહિ, અમુક સંભવે છે,' એ ઇહા, પછી ' અમુક જ છે ' એવો નિર્ણય એ અપાય, અને પછી એ ભૂલી ન જવાય એવી ચોકસાઈ એ ધારણા. આમ મતિજ્ઞાન ચાર પ્રકારે થયુ,–અવગ્રહ, ઇહા, અપાય અને ધારણા દા ત સ્વર કાને આવતા ' કંઈક વાગે છે,' ' એ તબલાનો છે કે ઢોલકનો ? વિશેષતાએ ઢોલકનો લાગે છે,' ' બરાબર ઢોલકનો જ છે,' એમ શ્રોત્રેન્દ્રિયથી અવગ્રહ-ઈહા-અપાય મતિજ્ઞાન કર્યા, પછી મનમા એ અવાજ ચોકસ ધારી રાખ્યો તે ધારણા મતિજ્ઞાન થયુ. અવગ્રહમા પણ બે પ્રકાર છે,—એક, ' કંઇક ' એવો ભાસ વ્યક્ત થવા માટે પહેલા પદાર્થ ઇન્દ્રિયના સંપર્કમા જોડાતો જાય તે વ્યંજનાવગ્રહ, અને પછી ' કંઈક ' એવો પદાર્થનો ભાસ થાય તે અર્થાવગ્રહ કહેવાય. ઉંઘતા માણુસને કેટલોક વખત એના નામના શબ્દ કાને અથડાયા કરે છે. પછી એને કંઈક અવાજ ભાસે છે. ત્યા શબ્દ અથડાવામા અવ્યક્ત ચેતના જાગૃત્ થઇ રહી છે, તેથી એને પણ (વ્યંજનાવગ્રહ) જ્ઞાન કહેવામા આવે છે. ભીંત પર પણ શબ્દ અથડાય છે, છતા આવુ કાઈ નથી થતુ માટે જીવની ઈન્દ્રિયોને અથડાવાનુ જુદુ છે, માત્ર સંપર્ક નહિ કિંતુ અવ્યક્ત

જ્ઞાન છે. આ વ્યંજનાવગ્રહ ચક્ષુ અને મન સિવાય ચાર ઈન્દ્રિયોનેજ હોય છે, કેમકે ચક્ષુ અને મનને પોતાના વિષયનો સંપર્ક થવાની જરૂર નથી, માત્ર યોગ્ય દેશમાં આવેલી વસ્તુને અડ્યા વિના ચક્ષુ પકડી લે છે એમ મન પણ વિષયને અડ્યા વિના ચિંતવી લે છે.

**મતિજ્ઞાનના રૂપકો:**—મનથી ભાવિનો વિચાર થાય તે ચિંતા, ભૂતકાળનું યાદ આવે તે **સ્મૃતિ**, વર્તમાનનો વિચાર આવે તે **મતિ** યા **સંજ્ઞા**, 'આ એજ માણસ છે,' એમ વર્તમાન સાથે ભૂતકાળનું અનુસંધાન થાય તે **પ્રત્યભિજ્ઞા**, 'અમુક હોય તો અમુક હોવુ જ જોઈએ,' એવો વિકલ્પ તે તર્ક, હેતુ જોઈને કલ્પના થાય તે **અનુમાન**, દા ત નદીમા પૂર જોઈને લાગે કે 'ઉપર વરસાદ પડ્યો હશે, દેખાતી કે સંભળાતી વસ્તુ અમુક વિના ન ઘટે માટે એ અમુકની કલ્પના તે **અર્થાપત્તિ**, દા. ત. કોઈ સશક્ત માણસ છે. તે દિવસે ખાતો નથી એમ જાણ્યા પછી થાય કે જરૂર તે રાત્રે ખાતો હશે

**શ્રુતજ્ઞાન**—ઉપદેશ સાભળીને કે લખાણુ વાચીને થાય છે. અમુક શબ્દ સાભળ્યા તે તો શ્રોત્રથી શબ્દનું **મતિજ્ઞાન** થયુ. એ તો ભાષા ન જાણતો હોય એને પણ થાય. પરંતુ શબ્દ-શ્રવણુ પછી એનાપરથી ભાષાના જાણકારને પદાર્થબોધ થાય, કહેવાની વસ્તુ સમજાય તે **શ્રુતજ્ઞાન** છે એ શાસ્ત્રથી થાય, કોઇના ઉપદેશથી સલાહ કે શિખામણથી પણ થાય.

જયા જયા ઉપદેશ, આગમ વગેરેને અનુસરીને જ્ઞાન થાય ત્યા ત્યાં તે શ્રુતજ્ઞાન છે

શ્રુતજ્ઞાનના ૧૪ ભેદ છે. **અક્ષરશ્રુત**, **અનક્ષરશ્રુત**-ખુખારો ચેષ્ટા વગેરેથી બોધ થાય તે, **સંજ્ઞિશ્રુત**—મન સંજ્ઞાવાળાને

થાય તે, **અસંજ્ઞિશ્રુત**—એકેન્દ્રિયાદિ જીવોને થાય તે, **સમ્યક્શ્રુત**—સમકિતીનો શ્રુતબોધ, **મિથ્યાશ્રુત** મિથ્યાત્વીનો શાસ્ત્રબોધ, **સાદિશ્રુત**—ભરતાદિ ક્ષેત્રમાં આદિ પામનારુ શ્રુત, **અનાદિશ્રુત** મહાવિદેહમા અનાદિથી ચાલ્યુ આવતુ શ્રુત, **સપર્યવસિતશ્રુત**-નાશ પામનારુ શ્રુતજ્ઞાન, **અપર્યવસિતશ્રુત**-અવિનાશી શ્રુતધારા, **ગમિકશ્રુત**-સરખા ગમ યાને આલાવા (ફકરા) વાળુ શ્રુત, **અગમિકશ્રુત**-એથી ઊલટું, **અંગપ્રવિષ્ટશ્રુત**—આચારાગથી દૃષ્ટિ વાદ સુધીના ૧૨ અગનુ શ્રુત, **અનંગપ્રવિષ્ટ૦**-અગ બહારના આવશ્યક આદિ શાસ્ત્રનુ શ્રુત

૪૫ **આગમ**—તીર્થંકર ભગવાન સસારવાસ તજી ચારિત્ર અને બાહ્ય-આભ્યંતર તપની સાધના કરીને વીતરાગ સર્વજ્ઞ બને છે, પછી એ ગણધર શિષ્યોને 'ઉપ્પન્નેઇ વા, વિગમેઈ વા, ધૂવેઈ વા' એ ત્રણ પદ (ત્રિપદી) આપે છે. ત્યા એના શ્રવણ ઉપર પૂર્વજન્મની વિશિષ્ટ સાધના, બુદ્ધિવૈશદ્ય, તીર્થંકર ભગવાનનો યોગ, ચારિત્ર વગેરે વિશિષ્ટ કારણો આવી મળવાથી ગણધરદેવોને શ્રુતજ્ઞાનાવરણ કર્મનો અપૂર્વ ક્ષયોપશમ (અમુક રીતનો નાશ) થાય છે. એથી વિશ્વના તત્ત્વનો પ્રકાશ થવાથી એ બાર અગ (દ્વાદશાગી) આગમની રચના કરે છે. સર્વજ્ઞ પ્રભુ એને પ્રમાણિત કરે છે, તે બાર અગ આ,—આચારાગ, સૂત્રકૃતાગ, સ્થાનાગ, સમવાયાગ, ભગવતી (વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ), જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશાગ, અતકૃતદશાગ, અનુત્તરોપપાતિકદશાગ, પ્રશ્નવ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ. ૧૨ મા અગ દૃષ્ટિવાદમા ૧૪ 'પૂર્વ' નામના શાસ્ત્રનો સમાવેશ છે વીરપ્રભુના નિર્વાણ પછી હજારેક વર્ષે દૃષ્ટિવાદ આગમ વિચ્છેદ પામી ગયુ છે એટલે રહ્યા ૧૧ અંગ+ 'ઔપપાતિક' વગેરે ૧૨ ઉપાગ+બૃહત્કલ્પ વગેરે ૬ છેદસૂત્ર+

આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, ઓઘનિર્યુક્તિ એ ૪ મૂળસૂત્ર+નંદીસૂત્ર અને અનુયોગદ્વાર એ ૨ + ૧૦ પ્રકીર્ણકશાસ્ત્ર ( ગચ્છાચાર પયન્નો વગેરે ) = એમ કુલ ૪૫ આગમ આજે ઉપલબ્ધ છે.

**પંચાંગી આગમ —**

દસ આગમસૂત્ર પર શ્રુત કેવલી ચૌદપૂર્વધર આચાર્ય શ્રીભદ્રબાહુસ્વામીએ શ્લોકબદ્ધ ટૂંકી વિવેચના લખી છે તે 'નિર્યુક્તિ', એના પર પૂર્વધર મહર્ષિએ શ્લોકબદ્ધ વધુ વિવેચન કર્યું છે તે '**ભાષ્ય**', અને ત્રણેયના ઉપર આચાર્ય ભગવંતોએ પ્રાકૃત-સંસ્કૃત વિવેચન કર્યાં છે તે 'ચૂર્ણિ' અને '**ટીકા**' કહેવાય છે એમ સૂત્ર-નિર્યુક્તિ-ભાષ્ય-ચૂર્ણિ-ટીકા એ પંચાંગી આગમ છે

આ સિવાય તત્ત્વાર્થમહાશાસ્ત્ર, જીવ વિચાર, નવતત્ત્વ દંડક, સંગ્રહણી, ક્ષેત્રસમાસ, છ કર્મગ્રંથ, પંચસંગ્રહ, કર્મપ્રકૃતિ દેવવંદનાદિ ભાષ્ય, લોકપ્રકાશ, પ્રવચનસારોદ્ધાર વગેરે અનેકાનેક **પ્રકરણ શાસ્ત્રો** બહુશ્રુત આચાર્યોએ રચ્યા છે. **ઉપદેશ-શાસ્ત્રોમાં** ઉપદેશમાળા, પુષ્પમાળા, ઉપદેશતરંગિણી, અધ્યાત્મકલ્પદ્રુપ, શાતસુધારસ, ૩૨ અષ્ટક, ઉપમિતિભવપ્રપંચા કથા વગેરે શાસ્ત્રો છે. **આચારગ્રન્થોમાં** શ્રાવકધર્મપ્રજ્ઞપ્તિ શ્રાદ્ધવિધિ, ધર્મરત્નપ્રકરણ, શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ, આચારપ્રદીપ, ધર્મબિંદુ, પંચાશક, ૨૦ વીશી, ષોડશક, ધર્મસંગ્રહ વગેરે છે.

**યોગગ્રન્થોમાં** ધ્યાનશતક, યોગબિંદુ, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગશાસ્ત્ર, અધ્યાત્મસાર, ૩૨ બત્રીશી, યોગસાર, વગેરે છે.

**દર્શનશાસ્ત્રોમાં** સન્મતિતર્ક, અનેકાંતવાદ, લલિતવિસ્તરા, ધર્મસંગ્રહણી, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ષડ્દર્શનસમુચ્ચય, સ્યાદ્-

વાદ રત્નાકર. ઉત્પાદાદિસિદ્ધિ, નયોપદેશ, અનેકાંતવ્યવસ્થા, પ્રમાણમિમાંસા, ન્યાયાવતાર, દ્રવ્યગુણ પર્યાયનો રાસ ..વગેરે છે.

**ચરિત્રગ્રન્થોમાં**- વસુદેવહીંડી, ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર, સમરાઇચ્ચકહા, ભવિસયદત્તચરિય, તરંગવતી, અનેક ચરિત્રો.

**શબ્દશાસ્ત્રમાં**- સિદ્ધહેમવ્યાકરણ, બુદ્ધિસાગર વ્યા૦ અભિધાન-ચિંતામણિ, અનેકાર્થનામમાલા, કાવ્યાનુશાસન, લિંગાનુશાસન,

**કાવ્યશાસ્ત્રોમાં**-તિલકમંજરી, દ્વયાશ્રયકાવ્ય, શાલિભદ્રચરિત્ર, હીરસૌભાગ્ય, જૈનમેઘદૂત, ગૌતમીયકાવ્ય, વિજયપ્રશસ્તિ, કુમારપાળ ચરિત૦

**જ્યોતિષશાસ્ત્ર**-આરંભસિદ્ધિ, નારચંદ્ર, લગ્નશુદ્ધિ આ સિવાય વાસ્તુસાર વગેરે શિલ્પશાસ્ત્ર તથા બીજા શાસ્ત્રો ગુજરાતી રાસા ઈત્યાદિ છે

**૩ અવધિજ્ઞાન** -

અવધિ એટલે મર્યાદા, અર્થાત્ રૂપી દ્રવ્ય પૂરતુ અને ઇન્દ્રિય વગેરેની સહાય વિના આત્માને સીધુ જ પ્રત્યક્ષ થાય તે અવધિજ્ઞાન છે, દેવ અને નારકને આ જન્મસિદ્ધ હોય છે, અને મનુષ્ય તિર્યંચને તપ વગેરે ગુણથી પ્રગટે છે, એટલે એક ભવપ્રત્યયિક, બીજું ગુણપ્રત્યયિક એ કેટલાય દૂર દેશ-કાળના રૂપી પદાર્થ પ્રત્યક્ષ જોઇ શકે છે

અવધિજ્ઞાન કોઇ નાશ પામે છે અગર કોઇ ટકી રહે છે, તે પ્રતિપાતી અને અપ્રતિપાતી, વળી કોઈ ઉત્પત્તિક્ષેત્રની બહાર જીવની સાથે જઈ શકે છે, તો કોઈ નથી જઈ શકતુ તે અનુગામી, અનનુગામી વળી કોઈ વધતુ ચાલે છે

તો કોઈ ઘટતું; તે વર્ધમાન અને હીયમાન એમ છ પ્રકાર છે

૪. મન. પર્યવ જ્ઞાન :—

અઢીદ્વીપમા રહેલા સંજ્ઞીપચેન્દ્રિય જીવોએ ચિંત્વન માટે મનોવર્ગણામાંથી જે મન બનાવેલ હોય તે મનનું પ્રત્યક્ષ કરવાનુ ખાસ કાર્ય મનઃપર્યાયજ્ઞાન કરે છે. એ અપ્રમાદી મુનિમહર્ષિને થાય છે. એના બે પ્રકાર છે, ૧. ઋજુમતિ, ૨. વિપુલમતિ પહેલાથી સામાન્ય રૂપે જુએ છે, દા ત. આ માણસ ઘડો ચિંતવી રહ્યો છે, ત્યારે બીજાથી વિશેષ જાણે છે, જેમકે આ પાટલીપુત્રનગરનો અને અમુક કાળે તથા અમુકે બનાવેલો ઘડો વિચારી રહ્યો છે.

કેવળજ્ઞાન—ત્રણેય કાળના સર્વદ્રવ્યોના સર્વપર્યાયને પ્રત્યક્ષ જોઈ શકે તે કેવળજ્ઞાન. ત્યા હવે વિશ્વની કોઈ કાળની કોઇ જ વસ્તુનુ અજ્ઞાન નથી, માત્ર જ્ઞાન જ છે. આત્મા સમ્યકત્વ સહિત સર્વવિરતિ ચારિત્ર વગેરે ગુણસ્થાનકે ચઢતો આગળ જઈ શુકલધ્યાનથી સર્વ મોહનીય કર્મનો નાશ કરવા પૂર્વક સર્વ જ્ઞાનાવરણ-દર્શનાવરણ-અંતરાય કર્મનો નાશ કરે ત્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય છે જ્ઞાન નવુ કોઈ બહારથી નથી આવતુ, આત્માના સ્વરૂપમા બેઠુ જ છે, માત્ર ઉપર આવરણ લાગ્યા છે, એ જેમ જેમ તૂટે તેમ તેમ જ્ઞાન પ્રગટતુ આવે છે. સર્વ આવરણ નષ્ટ થયે સમસ્ત લોકાલોકને પ્રત્યક્ષ કરતુ કેવળજ્ઞાન પ્રગટે છે.

આત્મા જડથી જુદો પડે છે તે જ્ઞાન સ્વભાવને લઇને એના પરના આવરણ ખસે તેમ તેમ એ પ્રગટ થાય. હવે દર્પણની જેમ જ્ઞાનનો સ્વભાવ જ્ઞેયને પકડવાનો છે, જ્ઞેય પ્રમાણે પરિણમવાનો છે જો કોઇ જ આવરણ હવે બાકી નથી તો

સહજ છે કે એ સર્વ જ્ઞેયને વિષય કરે માટે કેવળજ્ઞાનમા સર્વ પ્રત્યક્ષ છે

આવુ સર્વ પ્રત્યક્ષ જ્ઞાન જેને થાય એ જ જગતને સત્ય તત્ત્વ અને સાચો મોક્ષમાર્ગ બતાવી શકે, એ જ પરમ આપ્ત પુરુષ કહેવાય, અને એમનુ વચન જ અર્થાત્ આગમ પ્રમાણભૂત હોઈ શકે. પછી એમના વચનને બરાબર અનુસરનારા પણ આપ્ત કહી શકાય દા. ત. ગણધર મહર્ષિ. એમના આગમ પ્રમાણ છે.

પાચે જ્ઞાન એ પ્રમાણ છે એમા મતિજ્ઞાન-શ્રુતજ્ઞાનને પરોક્ષ પ્રમાણમા ગણ્યુ તે **પારમાર્થિક** દૃષ્ટિએ. વ્યવહારમા ઈન્દ્રિયથી સાક્ષાત્ થતુ જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે, તે **સાંવ્યવહારિક** પ્રત્યક્ષ છે. મતિ અને શ્રુતજ્ઞાનમા પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ, અર્થાપત્તિ વગેરે પ્રમાણોનો સમાવેશ થઈ જાય છે

**અનુમાન પ્રમાણમાં** એક પ્રત્યક્ષ દેખાતી યા સભળાયેલી વસ્તુ યાને હેતુ ઉપરથી બીજી એની સાથે અવશ્ય સબદ્ધ વસ્તુ હોવાનો નિર્ણય કરવામા આવે છે દા ત દૂરથી ધજા કે શિખર જોઈ મદિરનો નિર્ણય, એ અનુમાન વાદ ચાલે ત્યા પહેલી સ્થાપના કરાય તે **પ્રતિજ્ઞાવાક્ય**, જેમકે પર્વત પર અગ્નિ છે એને સિદ્ધ કરવા માટે હેતુ આપવામા આવે છે દા ત કેમકે ત્યા ધુમાડો દેખાય છે, એ હેતુવાક્ય પછી વ્યાપ્તિ અને ઉદાહરણ બતાવવામા આવે છે દા ત જ્યાં જ્યા ધુમાડો હોય ત્યા ત્યા અગ્નિ અવશ્ય હોય, જેમકે રસોડામા અગ્નિ વિના ધુમાડો ન હોઈ શકે, ન ઘટી શકે અહી વિના ન હોઈ શકે = અવિનાભાવી, અન્યથાનુપપન્ન, વિના = અન્યથા. ન ઘટી શકે = અનુપપન્ન. ધુમાડો અગ્નિની દૃષ્ટિએ અવિનાભાવી

છે, અન્યથાનુપપન્ન છે. આ અવિનાભાવ કે અન્યથાનુપપન્નત્વને વ્યાપ્તિ કહે છે અવિનાભાવીને વ્યાપ્ય અને બીજા સંબંધીને વ્યાપક કહે છે ધુમાડો વ્યાપ્ય છે, અને અગ્નિ વ્યાપક છે વ્યાપ્ય-વ્યાપકની વચ્ચે રહેલ વ્યાપ્તિની ખબર હોય તો વ્યાપ્ય પરથી વ્યાપકનું અનુમાન થઈ શકે, અથવા વ્યાપકના અભાવ પરથી વ્યાપ્યના અભાવનું જ્ઞાન થઈ શકે. વ્યાપ્તિ અને ઉદાહરણ જાણ્યા પછી ઉપસંહાર કરાય તેને **ઉપનય** કહેવાય દા ત. પર્વતમા અગ્નિ વ્યાપ્ય ધુમાડો છે એને નિગમન કહે છે

આત્મા, પરલોક, કર્મ, વગેરે અતીન્દ્રિય પદાર્થોનો નિર્ણય અનુમાન પ્રમાણથી થઈ શકે છે.

## ૩૧. નય અને નિક્ષેપ

વસ્તુમા અનંત ધર્મ રહેલા છે એટલે વસ્તુ અનંત ધર્માત્મક છે કેમકે વસ્તુમા તન્મયભાવે અનેકાનેક ગુણો અને ખાસિયતો વગેરે પર્યાયો છે. ઉપરાત એ વસ્તુ જગતના અનંત પદાર્થો સાથે કારણતા-કાર્યતા, સહભાવિતા, વિરોધિતા, સમાનતા-અસમાનતા વગેરેની દૃષ્ટિએ સંબદ્ધ હોઈ તે તે અપેક્ષાએ તેવા તેવા અનેક ધર્મ આ વસ્તુમા છે. દા ત દીવાનો પ્રકાશ, એમા તેજ ( ઝગમગાટ ) પીળાશ વગેરે ગુણ છે. દીવો તેલનો, મણિલાલનો, ઘરમાં રહેલો વગેરે ખાસિયતો એ પર્યાય છે; તેમ અંધકારની વિરોધિતા, તેલ-વાટની કાર્યતા, વસ્તુદર્શનની કારણતા વગેરે અપરંપાર ધર્મ એનામા છે.

આ ધર્મોમાથી તેવી અપેક્ષાએ કોઈ ધર્મને આગળ કરીને વસ્તુનું જ્ઞાન કરાય તે **નયજ્ઞાન** છે. દા. ત. મનુ અમદાવાદમા

રહે છે. એક ભારતમા ય રહે છે ગુજરાતમા ય રહે છે અને અમદાવાદમા પણ અમુક પોળમા રહે છે છતા અહી બીજા શહેરોની અપેક્ષાએ ખાસ અમદાવાદનો ઉલ્લેખ કરી જ્ઞાન કર્યું. એમ મનુના બીજા ધર્મો— ઉમર, ઉંચાઈ, આરોગ્ય, ભણતર, વગેરેને પણ અહી લક્ષમા ન લીધા

વસ્તુમા અમુક અપેક્ષાએ નિશ્ચિત થતા અશથી વસ્તુનો બોધ યા શાબ્દિક વ્યવહાર તે નય કહેવાય.

નય જ્યારે વસ્તુનુ અશે જ્ઞાન કરે છે, ત્યારે એ સમજાય એવુ છે કે તે તે અશનુ જ્ઞાન કોઇ દષ્ટિબિન્દુના હિસાબે કરશે, માટે નયને દષ્ટિ પણ કહેવામા આવે છે. આના ભેદ તો જેટલા વચનપ્રકાર તેટલા બની શકે પરંતુ બહુ પ્રચલિત ભેદ સાત છે,–નૈગમનય, સગ્રહ૦, વ્યવહાર૦, ઋજુસૂત્ર૦, શબ્દ (સાપ્રત)૦ સમભિરૂઢ૦ અને એવભૂતનય.

૧ નૈગમનય—પ્રમાણ વસ્તુને સમગ્રતાએ જુએ છે, તેથી કોઈ અપેક્ષા તરફ એની દષ્ટિ નથી, ત્યારે નય વસ્તુને એના, અનેક અંશોમાથી એક અશ રૂપે જુએ છે તેથી એને અપેક્ષા તરફ દષ્ટિ હોય છે. ભિન્ન ભિન્ન અપેક્ષાએ ભિન્ન ભિન્ન નયજ્ઞાન થાય છે સ્થૂલ અપેક્ષાથી પ્રાગ્ભના નૈગમાદિ નુ અને સૂક્ષ્મ સૂક્ષ્મ અપેક્ષાએ પછીના નયોનુ જ્ઞાન હોય છે.

વસ્તુ માત્રમા સામાન્ય અશ અને વિશેષ અશ હોય છે દા ત વસ્ત્ર બીજા વસ્ત્રની જેમ વસ્ત્ર સામાન્ય છે. પણ એક ડગલા તરીકે વસ્ત્ર વિશેષ છે. એમાય પાછુ એ બીજા ડગલાની હારોહાર ડગલો સામાન્ય છે.

પરંતુ રેશમી ડગલા તરીકે ડગલો વિશેષ છે. એમાય વળી બીજા રેશમી ડગલાના હિસાબે એ સામાન્ય છે, પણ ખાસ સિલાઇવાળા તરીકે વિશેષ છે. આમ તે તે અપેક્ષાએ વસ્તુ અનેક સામાન્ય-વિશેષરૂપે જણાય છે. આ કાર્ય નૈગમનય કરે છે. નૈગમ=નૈક ગમ, અનેક બોધ અનેક સામાન્ય-અનેક વિશેષ રૂપે જ્ઞાન અલબત એક વખતે એક સામાન્ય યા એક વિશેષરૂપે જ નૈગમનય જ્ઞાન થવાનું

૨. **સંગ્રહનય** વસ્તુને માત્ર સામાન્યરૂપે જાણે છે. દા. ત. 'મોહ શુ કરો છો? બધું ય અતે નાશવત છે.' અહીં સમગ્રને એક નાશવંત સામાન્ય તરીકે જાણ્યુ તે સગ્રહનય જ્ઞાન. એમ 'વડ કહો કે પીપળા કહો, બધુંય વન છે.' આ સંગ્રહનય.

૩ **વ્યવહારનય** લોકવ્યવહાર મુજબ વસ્તુને માત્ર વિશેષ રૂપે જાણે છે એ કહે છે કે એકલા સામાન્ય તરીકે કોઇ વસ્તુ જ નથી, જે વ્યવહારમા છે, જે ઉપયોગમા આવે છે, તે વિશેષ જ છે, વડ, પીપળો, બાવળ વગેરેમાનું કશુ ન હોય એ વૃક્ષ જેવી કોઇ ચીજ છે? ના, જે છે તે કા વડ છે, કા પીપળો છે.

**ઋજુસૂત્રનય** એથી ઊંડે જઇને ઋજુ એટલે સરળ સૂત્રથી વસ્તુને જાણે છે; અર્થાત્ વર્તમાન અને પોતાની જ વસ્તુ હોય તેને જ વસ્તુ તરીકે જાણે છે દા. ત ખોવાઇ-ખેચાઈ ગયેલું નહિ કિંતુ હાલમા મોજુદ હોય તેટલા ધન પર કહેવાય કે 'મારી પાસે આટલું ધન છે.' એમ કોઈનું સાચવતો હોય તેના પર નહિ, કિંતુ પોતાની માલિકીનું હોય તેના પર કહેવાય છે કે 'હુ હજારપતિ છુ,' કે 'લાખપતિ છુ, .' વગેરે આ ઋજુસૂત્ર નયનું જ્ઞાન છે.

૫. **શબ્દ(સાંપ્રત)નય** એથી ઊંડે જઈને વસ્તુને સમાન લિંગ-વચનવાળી હોય ત્યાં સુધી જ એને એ રૂપે જાણે છે. લિંગ-વચન જુદા પડતા વસ્તુને જુદી કહે છે. દા. ત. ઘડો, કળશ, કુંભ એ સમાન વસ્તુ છે, ઘડી, લોટી, ગાગર એ પેલાથી જુદી વસ્તુ છે. પ્રસંગે આ વિવક્ષાથી બોધ કે વ્યવહાર થાય છે તે શબ્દનયના ઘરનો છે, દા. ત. આ પત્ની નથી દાર છે, કેમકે પુરુષ જેવી છે. એમ, ઘડી, એ નાનો ઘડો જ છે છતાં કહેવાય છે કે ' આ ઘડો શું લાવ્યા? મારે તો ઘડી જોઈએ છે.

૬ **સમભિરૂઢનય** એથી ય ઊંડે જઈ વસ્તુનો શબ્દાર્થ ઘટે તો જ તે વસ્તુ તરીકે માને છે દા ત વકિલનો દિકરો ' વકિલ 'ની અટકવાળો છતાં કહેવાય છે કે ' આ કાંઈ વકિલ નથી.' એમ, ગોવાળિયાનું નામ ઈન્દ્ર પાડ્યું છે પરંતુ તે કાંઈ ખરેખર ઈન્દ્ર નથી, ખરેખર ઈન્દ્ર તો દેવનો સ્વામી છે, કેમકે ઈન્દ્ર શબ્દનો અર્થ ઇન્દન વાળો એટલે કે ઐશ્વર્યવાળો, તે આમાં જ ઘટે છે. ' ઈન્દ્ર પ્રભુને મેરુ શિખર પર લઇ જાય છે.' આ ઈન્દ્રનું જ્ઞાન કે વ્યવહાર સમભિરૂઢ નયના છે.

૭. **એવંભૂત નય** એથી પણ ઊંડે જઈને જણાવે છે કે શબ્દાર્થ પણ વર્તમાનમાં ઘટતો હોય તો જ તે વસ્તુ તરીકે તેને સંબોધી શકાય, નહિ કે પૂર્વે ઘટ હતો તેટલા માત્રથી, દા. ત. ' ઈન્દ્ર ચક્રવર્તી કરતાય વૈભવસમ્રાટ છે,' આમાં ઇન્દ્રનું જ્ઞાન એવંભૂત નયનું થઇ રહ્યું છે, કેમકે દેવસભામાં સિંહાસન પર ઈન્દ્રપણાના ઐશ્વર્ય સાથે બિરાજમાન દેવરાજાને જ ઈંદ્ર તરીકે સમજી રહ્યો છે. એમ રસોઇ વખતે ઘીનો ડબ્બો લાવો ' એટલે કે ઘી ભરેલો ડબ્બો લાવો ' એમ કહેવાય છે ને એવંભૂત નયથી ( પૂર્વે ઘી ભરતા હતા પણ અત્યારે ખાલી છે,

તે ઘડાનો બોધ જો એમ કરાય કે 'પેલો ઘીનો ઘડો નાનો છે' તો તે સમભિરૂઢ નયનુ જ્ઞાન થયુ.)

આમ વસ્તુ એની એ છતાં એનો જુદી જુદી અપેક્ષાએ અમુક અમુક ચોક્કસ પ્રકારે બોધ થાય છે અને વ્યવહાર કરવામા આવે છે, તે ભિન્ન ભિન્ન નયના ઘરના છે એમ પદાર્થ ઉપર દ્રવ્ય ઉપર, પર્યાય ઉપર, બાહ્ય વ્યવહાર ઉપર, કે આતરિક ભાવ ઉપર દૃષ્ટિ રાખી ભિન્ન ભિન્ન નયોનુ પ્રવર્તન થાય છે. તેથી ઉક્ત સાત નયોનો સક્ષેપ શબ્દનય–અર્થનય, કે દ્રવ્યાર્થિકનય –પર્યાયાર્થિક નય, યા નિશ્ચયનય–વ્યવહારનય, ઈત્યાદિરૂપે થઇ શકે છે.

## નિક્ષેપ

એક જ નામ જુદા જુદા પદાર્થમા વપરાય છે, દા ત. કોઇ છોકરાનુ નામ રાજાભાઈ પાડ્યુ છે, તો તે રાજા તરીકે સબોધાય છે. એમ કોઇ રાજાના ચિત્રને પણ રાજા કહેવાય છે. વળી કયારેક રાજપુત્રને ય રાજા કહેવાય છે, 'આ બાપથી સવાયો રાજા છે,' અને ખરેખર રાજા પણ રાજા કહેવાય છે. આમ 'રાજા'નુ સ્થાપન કેવળ નામમા કે, આકૃતિમા કે દ્રવ્યમા, અથવા રાજા પણાના ભાવમા થાય છે. જૈન શાસ્ત્રમા એને નિક્ષેપ કહે છે, ન્યાસ કહે છે

દરેક વસ્તુના ઓછામા ઓછા ચાર નિક્ષેપ થાય છે,— નામનિક્ષેપ સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ. (૧) **નામનિક્ષેપ** એટલે ખાલી નામથી વસ્તુ; દા ત. ઇંદ્ર નામનો છોકરો, જૈનપણાના કોઇ પણ ગુણ વિનાનો નામમાત્રથી જૈન. (૨) **સ્થાપના નિક્ષેપ** એટલે મૂળ વ્યક્તિની મૂર્તિ, ચિત્ર, ફોટો,

વગેરે. એમા સ્થાપના અર્થાત્ ધારણા કરવામા આવે છે, દા. ત મૂર્તિને ઉદ્દેશીને 'આ મહાવીર સ્વામી છે' એમ કહેવાય છે નકશામા 'આ ભારત દેશ છે, આ અમેરિકા છે,' વગેરે કહેવાય છે (૩) **દ્રવ્ય નિક્ષેપ**—મૂળ વસ્તુની પૂર્વ ભૂમિકા કે ઉત્તર અવસ્થા (કારણ અવસ્થા), એ દ્રવ્ય નિક્ષેપ તે વસ્તુ છે, દા ત. ભવિષ્યમા રાજા થનાર રાજપુત્રને અવસરે રાજા કહેવાય છે. તીર્થંકર થનાર આત્માને તીર્થંકર થવા પૂર્વે પણ 'મેરુ પર તીર્થંકરનો અભિષેક થાય છે.' ઇત્યાદિ, અથવા સમવસરણ પર બેસી તીર્થ નથી પ્રવર્તાવી રહ્યા કિંતુ વિહાર કરી રહ્યા છે ત્યારે પણ તીર્થંકર તરીકે સંબોધવામા આવે છે (૪) **ભાવ નિક્ષેપ**—તે તે નામનો ભાવ અહી બરાબર જયા લાગુ થાય તે ભાવ નિક્ષેપે વસ્તુ કહેવાય દા. ત. સમવસરણ પર દેશના દેતા હોય ત્યારે તીર્થંકર ભાવ નિક્ષેપે ગણાય. સાધુતાના ગુણોવાળા સાધુ, દેવસભામા સમૃદ્ધિએ શોભતો ઇન્દ્ર. વગેરે ભાવ નિક્ષેપે છે

અહી દ્રવ્ય નિક્ષેપ જેમ કારણભૂત વસ્તુમા યોજાય છે તેમ ગૌણ વસ્તુમા પણ યોજાય છે. દા ત અભવ્ય આચાર્ય એ દ્રવ્ય-આચાર્ય છે ચારે નિક્ષેપા એક જ વ્યક્તિમા પણ ઘટી શકે છે ત્યા શબ્દાત્મક જાપ એ નામ નિક્ષેપ, આકૃતિ એ સ્થાપના-નિક્ષેપ, કારણભૂત અવસ્થા એ દ્રવ્ય નિક્ષેપ, અને તે નામની ભાવ-અવસ્થા એ ભાવ નિક્ષેપ.

## સ્યાદ્વાદ અને સપ્તભંગી તથા અનુયોગ.

જૈનદર્શન અનેકાતવાદી દર્શન છે. પણુ બીજા દર્શનોની જેમ એકાતવાદી નહિ **એકાંત** એટલે વસ્તુમા જે ધર્મની વાત પ્રસ્તુત હોય, એકલો એ જ ધર્મ હોવાનો નિર્ણય યા-સિદ્ધાત. **અનેકાંત** એટલે એ ધર્મ હોવાનો અને બીજી અપેક્ષાએ ઘટતો એનો પ્રતિપક્ષી ધર્મ પણુ હોવાનો નિર્ણય યા સિદ્ધાન્ત. દા. ત. એકાત મતે આત્મા નિત્ય છે એટલે કે નિત્ય જ છે, અનિત્ય નહિ જ અનેકાંત મતે નિત્ય પણુ છે અનિત્ય પણુ છે, અર્થાત્ નિત્યાનિત્ય છે. આ સંચય અવસ્થા કે અચોક્કસ અવસ્થા નથી, પણુ ચોક્કસ અસંદિગ્ધ અવસ્થા જ છે, કેમકે બંને પૈકી નિત્ય છે તે નિશ્ચિતપણે અને ચોક્કસ રૂપે નિત્ય છે જ; એમ અનિત્ય પણુ નિશ્ચિત અને ચોક્કસ છે જ.

પ્ર૦—એની એ વસ્તુ નિત્ય પણુ ખરી અને અનિત્ય પણુ ખરી એ વિરુદ્ધ નથી? વિરુદ્ધ ધર્મો એક સાથે કેમ રહી શકે?

ઉ૦—વસ્તુ મૂળરૂપે કાયમ રહે છે છતા અવસ્થારૂપે તેમ નથી દા. ત. સોનું સોનારૂપે કાયમ રહે છે, છતા લગડીરૂપે કે કડારૂપે કાયમ નથી હોતુ, એ સ્પષ્ટ દેખાય છે. અવસ્થારૂપે પરિવર્તન પામ્યા કરે છે, અર્થાત્ અનિત્ય છે અલબત નિત્યત્વ અને અનિત્યત્વ વિરુદ્ધ છે પણુ તે એક જ અપેક્ષાએ વિરુદ્ધ હોઈ સાથે ન રહી શકે, કિંતુ જુદી જુદી અપેક્ષાએ એક જ ઠેકાણે સાથે રહી શકે છે. માટે વિરુદ્ધ નથી. દા. ત. પિતાપણુ અને પુત્રપણુ આમ વિરુદ્ધ છે, પણુ તે એક જ વ્યક્તિની અપેક્ષાએ હોઈ સાથે ન હોઈ શકે પરંતુ ભિન્ન ભિન્ન વ્યક્તિની

અપેક્ષાએ તો સાથે રહી શકે છે. રામ એકલા દશરથની અપેક્ષાએ પુત્ર અને પિતા બને નહોતા, પરંતુ દશરથની અપેક્ષાએ પુત્ર અને લવણુ-અંકુશની અપેક્ષાએ પિતા હતા જ ને ? એટલે રામમા પુત્રત્વ-પિતૃત્વ બને સાથે હતુ.

વસ્તુમા અમુક અમુક અપેક્ષાએ જ તેવા તેવા ધર્મ રહે છે તેથી તે તે ધર્મનુ દર્શન કે પ્રતિપાદન તે તે અપેક્ષાએ જ સાચું થઇ શકે, તેથી બીજી જ ભળતી અપેક્ષાએ નહિ તે અપેક્ષાએ તો બીજો જ ધર્મ કહેવો પડે

આમ જુદી જુદી અપેક્ષાથી જુદા જુદા ધર્મ એક જ વસ્તુમા રહી શકે છે તેમા પરસ્પર વિરુદ્ધ ધર્મ પણ હોય દા. ત પિતાપણુ-પુત્રપણુ એટલે એકાતે એક ધર્મ હોવાનો આગ્રહ રખાય તો તે ખોટુ છે.

તાત્પર્ય વસ્તુ નિત્ય છે, એક છે, વગેરે, તે નિરપેક્ષપણે કે સર્વ અપેક્ષાએ નહિ, પણ કથચિત્ એટલે કે અમુક અપેક્ષાએ. આ સિદ્ધાતને કથચિદ્વાદ, સ્યાદ્વાદ કહે છે એકાત દૃષ્ટિથી નહિ, પણ અનેકાત દૃષ્ટિથી જ જોવુ કે બોલવુ પ્રામાણિક બને છે, માટે અનેકાતવાદનો સિદ્ધાત પ્રામાણિક છે જૈન દર્શન અનેકાંતવાદી છે, સ્યાદ્વાદી છે, સાપેક્ષતાનો સિદ્ધાત ધરાવે છે. આજના વૈજ્ઞાનિક પ્રો આઇન્સ્ટાઇનને પણ બહુ તપાસને અંતે Principle of Relativity સાપેક્ષતાનો સિદ્ધાત અંકિત કરવો પડયો છે

### ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય

વસ્તુ માત્રને સાપેક્ષ રીતે જોઈએ તો જ યથાર્થ દર્શન થાય, કેમકે એ અનેકની સાથે સંબંધ ધરાવે છે, તેમ જ એમા

મૂળ સ્વરૂપ અને નવનવી અવસ્થા એટલે કે દ્રવ્યપણું અને પર્યાય, એમ બે સ્થિતિ હોય છે. દ્રવ્યરૂપે એ ધ્રુવ(કાયમ) રહે છે, અને પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે, તથા નાશ પામે છે વસ્ત્રનો પહેલા તાકો હતો, હવે કોટ-ખમીસ વગેરે કપડા સીવડાવ્યા, ત્યા વસ્ત્ર દ્રવ્યરૂપે તો કાયમ રહ્યુ પરતુ તાકા-પર્યાયરૂપે નાશ પામ્યુ અને કોટ-પર્યાય વગેરે રૂપે ઉત્પન્ન થયુ માણુસ કારકૂન-પર્યાયરૂપે મટી અમલદાર-પર્યાયરૂપે થયો, ત્યા માણુસ દ્રવ્યરૂપે કાયમ રહ્યો. વસ્તુ નવી આ ક્ષણુની મટી જૂની અતીત ક્ષણુરૂપે થઇ, પણુ વસ્તુરૂપે તો રહી જ. આમ વસ્તુમા પર્યાયરૂપે ઉત્પત્તિ, વિનાશ અને દ્રવ્યરૂપે ધ્રૌવ્ય રહે છે.

## સપ્તભંગી

દ્રવ્યમા અનત પર્યાય, અનંત ધર્મ રહે છે. વસ્તુ અનેક-ધર્માત્મક હોય છે. એમા તે તે ધર્મ તે તે અપેક્ષાએ હોય છે. આ અપેક્ષા પર સાત જાતના પ્રશ્ન ઊઠે છે, અને તેનું સમાધાન સાત પ્રકારે કરવામા આવે છે. આ સાત પ્રકારને સપ્તભગી કહે છે દા. ત. ઘડો એક વસ્તુ છે એની સાથે સ્વદ્રવ્ય(ઉપાદાન)-સ્વક્ષેત્ર-સ્વકાળ-સ્વભાવનો સંબધ છે, પણુ તે દ્રવ્ય સાથે પરસ્પર સકળાયેલા રૂપે, અનુવૃત્તિ રૂપે સબદ્ધ છે. અર્થાત્ એ સ્વદ્રવ્ય માટી વગેરે ઘડામય છે. ઘડા સાથે પરદ્રવ્ય-પરક્ષેત્ર-પરકાળ-પરભાવનો ય સબધ છે, પરતુ તે દ્રવ્યથી જુદાઈ રૂપે, વ્યાવૃત્તિ રૂપે અર્થાત્ ઘડાથી એ તદ્દન અલગ છે. કોઈ એક ઘડાનું સ્વદ્રવ્ય માટી છે, સ્વક્ષેત્ર રસોડું છે, સ્વકાળ કારતક માસ છે, સ્વભાવ લાલ, મોટો, કિંમતી વગેરે છે, એથી ઊલટું ઘડાનું પરદ્રવ્ય સૂતર છે, પરક્ષેત્ર અગાશી છે, પરકાળ માગશર માસ છે, પરભાવ કાળો, નાનો, સસ્તો વગેરે છે કેમકે ઘડો

માટીમય છે, રસોડામા છે, કારતક માસમા મોજુદ છે, અને ઘડો એ પોતે લાલ છે, મોટો છે, વગેરે. આ બધા સ્વદ્રવ્યાદિ થયા ત્યારે ઘડો સુતરનો નથી જ, અગાશીમા નથી જ, માગશર માસમા નથી જ, કાળો—નાનો વગેરે નથી જ. આ ઘડાના પરદ્રવ્યાદિ થયા.

હવે આ સ્વદ્રવ્યાદિ અને પરદ્રવ્યાદિ એવા બે જાતના સબધીઓની અપેક્ષાએ સાત પ્રશ્ન ખડા થાય છે

૧ ઘડો સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ કેવો? તો કહેવાય કે 'અસ્તિ' અર્થાત્ 'સત્'

૨ ઘડો પરદ્રવ્યાદિની અપેક્ષાએ કેવો? 'નાસ્તિ' 'અસત્'

૩ ઘડો ક્રમશ સ્વદ્રવ્યાદિ અને પરદ્રવ્યાદિ ની અપેક્ષાએ કેવો? 'અસ્તિ અને નાસ્તિ' 'સદસત્'

૪ ઘડો એકસાથે બને અપેક્ષાએ કેવો? 'અવક્તવ્ય' અર્થાત્ ન ઓળખાવી શકાય એવો, કેમકે જો સત્ કહીએ તો તે કાઈ બને અપેક્ષાએ નથી. એજ રીતે અસત્ પણ નથી. તેમ સત્–અસત્ પણ ન કહી શકાય કેમકે બને સયુક્ત અપેક્ષાએ નથી તો સત્ કે નથી અસત્; તથા એકલા સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ સદસત્ નથી, કે એકલા પરદ્રવ્યાદિની અપેક્ષાએ પણ સદસત્ નથી, એટલે એક સાથે ઉભયની અપેક્ષાએ શું કહેવુ એ વિચારણીય બને છે, તાત્પર્ય અવાચ્ય છે

૫. ઘટો ક્રમશ સ્વદ્રવ્યાદિ અને ઉભય અપેક્ષાએ કેવો? અસ્તિ (સત્) અને અવક્તવ્ય

૬ ઘડો ક્રમશ પરદ્રવ્યાદિ અને ઉભય અપેક્ષાએ કેવો ? નાસ્તિ (અસત્ )ને અવક્તવ્ય.

૭. ઘડો ક્રમશ સ્વદ્રવ્યાદિ, પરદ્રવ્યાદિ અને ઉભય અપેક્ષાએ કેવો ? અસ્તિ નાસ્તિ (સત્ અસત્ ) અને અવક્તવ્ય

સારાશ, ઘડામા અસ્તિત્વ, નાસ્તિત્વ ( સત્ત્વ અસત્ત્વ ) બને ધર્મ રહે છે પણ જુદી જુદી અપેક્ષાએ રહે છે જે કાળે સત્ છે તેજ કાળે અસત્ પણ છે, ભલે પ્રસગવશ એકલો સત્ કહીએ તો પણ તે સમજી મૂકીને કે એ અસત્ પણ છે જ એનો અર્થ એ કે સત્ કહીએ છીએ તે અમુક અપેક્ષાએ. આ ‘ અપેક્ષાએ ’ નો ભાવ સૂચવવા ‘ સ્યાત્ ’ પદ વપરાય છે, એટલે કહેવાય કે ઘડો સ્યાત્ સત્ છે, પરતુ સત્ તો નિશ્ચિત છે જ એ નિશ્ચિતતા સૂચવવા ‘એવ’ ‘**एव**=પદ વપરાય છે ( ‘**एव**’=જ) એટલે અંતિમ પ્રતિપાદન આ કે ઘડો સ્યાત્ સત્ એવ, ‘ઘડો કથચિત્ ( અપેક્ષાએ ) સત્ છે જ, એમ ‘સ્યાત્ અસત્ એવ ’ ‘ ઘડો કથચિત્ ( અપેક્ષાએ ) અસત્ છે જ ’ વગેરે બાકીના પ્રતિપાદન થાય આને સપ્તભગી કહે છે.

એવી સપ્તભગી સત્-અસત્‌ની જેમ ‘ નિત્ય-અનિત્ય ’ ‘મોટો-નાનો ’ ‘ઉપયોગી-નિરુપયોગી’ ‘ કિમતી-મામુલી ’ વગેરેને લઇને થાય ત્યા બધે જુદી જુદી અપેક્ષાઓ કામ કરે છે. ઘડો દ્રવ્યની અપેક્ષાએ નિત્ય, ને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે જ. એમ ઘડીની અપેક્ષાએ મોટો, અને કોઠીની અપેક્ષાએ નાનો છે જ પાણી ભરવાની અપેક્ષાએ ઉપયોગી, અને ઘી કે દૂધ ભરવાની અપેક્ષાએ નિરુપયોગી છે જ.

અપેક્ષાનો ઉલ્લેખ ન પણ કરીએ તો ય તે અધ્યાહારથી સમજવાની છે. માટે સાપેક્ષ કથન સાચુ ઠરે, નિરપેક્ષ નહિ.

## અનુયોગ

અનુયોગ એટલે વ્યાખ્યાન, વર્ણન, નિરૂપણ. જૈનશાસ્ત્રોમા અનેક વિષયો પર વ્યાખ્યાન મળે છે. એને ચાર વિભાગમા વહેચી શકાય છે, માટે મુખ્ય ચાર પ્રકારના અનુયોગ છે

૧. દ્રવ્યાનુયોગ–અર્થાત્ જેમા જીવ, પુદ્ગલ વગેરે દ્રવ્યોનુ નિરૂપણ છે. દા ત કર્મશાસ્ત્રો, સન્મતિતર્ક આદિ, લોકપ્રકાશ, પ્રજ્ઞાપનાસૂત્ર, તત્ત્વાર્થમહાશાસ્ત્ર

૨ ગણિતાનુયોગ–એટલે કે જેમા ગણત્રીઓ, ભાગા, માપ; વગેરેનુ વર્ણન છે દા ત સૂર્યપ્રજ્ઞપ્તિ, ક્ષેત્રસમાસ.

૩. ચરણ કરણાનુયોગ–અર્થાત્ જેમા ચારિત્ર અને એના આચાર વિચારનુ વર્ણન છે દા ત આચારાગ, નિશીથ વગેરે.

૪ ધર્મકથાનુયોગ એટલે કે જેમા ધર્મપ્રેરક કથાઓ–દૃષ્ટાન્તોનુ વર્ણન છે દા. ત જ્ઞાતાધ્યયન–આગમ, સમરાદિત્ય ચારિત્ર ...

卐

॥ अर्हम् ॥

卐

# जैनधर्म अतिप्राचीन है।

जैनधर्म अन्य सभी धर्मों की अपेक्षा पुराना है यह बात वेद-पुराण उपनिषद्, एवं भारतीय तथा पाश्चात्य विद्वानों के मन्तव्यों से सत्य सिद्ध हो चुकी है। 'जैनधर्म और इसकी प्राचीनता' नामक पुस्तक की प्रस्तावना में पं० श्री अंबालाल लिखते हैं कि,—

"बौद्धधर्म ढाई हजार साल पहले ही प्रगट हुआ है। इतना ही नहीं गौतम बुद्ध ने जैन मुनि होकर जैन सिद्धान्तों का अनुभव किया था। जन सिद्धान्तों में उपदिष्ट तपस्याओं की पराकाष्ठा से उद्विग्न होकर उन्होंने मध्यम मार्ग प्रचलित किया, वही बौद्धधर्म के रूप में प्रचलित हुआ यह ऐतिहासिक सत्य है।

हिन्दु धर्मो में मुख्य वेद शास्त्रों की भाषा और उसका अर्थ अब भी गूढ है। टीकाकारों के द्वारा बहुधा अपने इष्ट अर्थ किये जाते है फिर भी इनमे अमुक स्पष्ट नाम ऐसे उल्लिखित मिलते हैं कि जो जैनधर्म के तीर्थंकरों का सूचन करते हैं। यही परंपरा श्रीमद्-भागवत मे स्पष्टतया दृष्टिगोचर होती है। श्री भागवतकार द्वारा जैनधर्ममान्य श्री ऋषभदेव तीर्थंकर का चरित्र बहुत स्पष्ट करने का प्रयत्न किया गया है, और उन्हे हिन्दुओं मे मान्य २४ अवतारों में स्थान दिया गया है। इस पर से जैनधर्म की परंपरा का स्पष्ट परिचय मिलता है।

भगवान महावीर के ग्यारह गणधर और वाद के धुरंधर जैनाचार्य जो हुए है वे अधिकांश वैदिक शास्त्रों के विद्वान ब्राह्मण ही थे, जिन्होंने अपने ज्ञान की अपूर्णता देख उनसे असतुष्ट हो जैनधर्म की दीक्षा का स्वीकार किया था। यह वस्तु-स्थिति जैनधर्म के प्रति किसी की भी श्रद्धा दृढ कर सके ऐसी है।"

  

इसी 'जैनधर्म और इसकी प्राचीनता' नामक पुस्तक में उसके विद्वान लेखक-संपादक प. श्री सुशीलविजयजी गणिवर्य लिखते हैं कि –

'विश्व में अनेक धर्म प्रचलित है, इनमे जैनधर्म का स्थान अपूर्व है। इसकी प्राचीनता सनातनता अनादि की है। जिस प्रकार ससार अनादि अनन्त है उस प्रकार जैनधर्म भी अनादि अनंत है।

विश्व में विविध धर्म अपने २ मुख्य मुख्य व्यक्ति के नाम से प्रसिद्ध हुए हैं। बौद्धधर्म गौतमबुद्ध नाम के व्यक्ति से, क्रिश्चियन धर्म जिसस क्राइस्ट नाम के व्यक्ति से, शैवधर्म शिव नामक व्यक्ति से, वैष्णव धर्म विष्णु नामक व्यक्ति से किन्तु जैनधर्म, ऋषभ नाम के व्यक्ति से,पार्श्वनाम के व्यक्ति या महावीर नाम के व्यक्ति से ऋषभधर्म, पार्श्वधर्म अथवा महावीरधर्म के रूप में प्रसिद्धि नहीं पाया है। जैनधर्म यह गुणनिष्पन्न नाम है। राग-द्वेषादि आभ्यन्तर शत्रुओं पर विजय प्राप्त करें वे 'जिन' कहलाते हैं, 'जिनों' के द्वारा उपदिष्ट हो वह 'जैन', और जैन ऐसा धर्म यह 'जैन धर्म'। ..... ....

जैनधर्म के अन्यान्य नाम 'आर्हत्‌दर्शन' अथवा 'अर्हद्दर्शन', 'स्याद्वाद या अनेकान्तदर्शन' 'वीतरागदर्शन या जैनदर्शन' कहिए 'जैन शासन' या 'जैनमत' कहिए,-ये सब जैनधर्म के पर्यायशब्द हैं। .....

अन्य धर्मों की अपेक्षा जैनधर्म की विशिष्टता–सर्वोत्कृष्टता प्रसिद्ध है। समुद्र में जैसे सब नदिया समाविष्ट होती है वैसे ही

जैनधर्म में सभी दर्शनों का समन्वय समवतार होता है। जब कि अन्यान्य दर्शन एकैक नय का आश्रय कर प्रवर्तमान हुए हैं, तब जैन दर्शन सातों नयों से गुम्फित है।

न्यायविशारद न्यायाचार्य महामहोपाध्याय श्रीमद् यशोविजयजी महाराज 'अध्यात्मसार' में लिखते हैं कि बौद्धदर्शन 'ऋजुसूत्र' नय में से निकला, वेदान्ती एवं सांख्यों का दर्शन 'संग्रह' नय से, नैयायिक-वैशेषिक मत 'नैगम' नय से, मीमांसक' मत 'शब्द'नय में से निकला है। जैनदर्शन सभी नयों से गुम्फित है।

जैन दर्शन की सूक्ष्मतम कर्मपद्धति, सूक्ष्मतम सिद्धान्तगण, ६ तत्त्व, ४ अनुयोग, ४ निक्षेप, सप्तभङ्गी, सप्तनय, अनेकान्तवाद, अहिंसा-संयम-तप, योग महाव्रतों का सूक्ष्म रीति से परिपालन इत्यादि तक पहुँचने में अन्य कोई भी दर्शन अद्यावधि समर्थ नहीं हुआ है। ● क्रोडों अब्जों के द्रव्यव्यय से जितने आविष्कार हुए हैं उनके परिणाम जैन सिद्धान्त की मान्यताओं को अनुरूप ही हुए हैं। आणविक सिद्धान्त इसका जीवत-जाग्रत् उदाहरण है। ● इसीलिए जगत के बडे वैज्ञानिक, तत्त्वज्ञ, धुरन्धर पडित,और देश देशान्तर के उच्च अधिकारी वगैरह भी जैन धर्म की मुक्त कठ से प्रशसा कर रहे हैं।

विश्व के धर्मों मे सर्वाङ्ग सपूर्ण कोई भी धर्म हो तो वह जैन धर्म है। भयङ्कर युद्ध के मार्ग पर प्रस्थित राष्ट्रों को विश्वशान्ति का राह बता सके ऐसी क्षमता रखने वाला मार्ग जैनधर्म के सिद्धान्तों मे ही है।

कई कितने एक पाश्चात्य विदेशी विद्वान और साक्षरों के द्वारा जैनधर्म को अन्य धर्म की शाखा रूप मान कर विवेचन किया गया था और वर्तमान हाईस्कूल आदि में उस बात का अब भी पिष्टपेपण किया जाता है, लेकिन जैनधर्म का बहुत गहरा अध्ययन करने पर

सत्य वस्तु (जैनधर्म की स्वतन्त्रता एवं प्राचीनता) स्पष्ट हो जाती है।

जैनधर्म की अति प्राचीनता के प्रमाण, और "जैनधर्म वेदों एव पुराणों से पहले भी था" इसके प्रमाण यहां दिये जाते हैं—

● 'शिवपुराण' में लिखा है कि—केवलज्ञान के द्वारा सर्वव्यापी, कल्याण स्वरूप, सर्वज्ञाता ऋषभदेव जिनेश्वर कैलास (अष्टापद) पर्वत पर उतरे"।

● 'ब्रह्मपुराण' कहता है,—"नाभिराजा को मरुदेवा रानी से मनोहर, क्षत्रियों में श्रेष्ठ और समस्त क्षत्रियवंश में पूज्य, ऐसे ऋषभ नाम के पुत्र हुए। . .इस आर्यभूमि में ही इक्ष्वाकु वंश में उत्पन्न नाभिराजा और मरुदेवा के पुत्र महादेव श्री ऋषभनाथ ने दश प्रकार का धर्म स्वयं स्वीकार किया, और केवलज्ञान पाकर इसका प्रचार किया"।

● 'पभासपुराण' में लिखा है—"रैवताद्रौ जिनो नेमिर्युगादि-विमलाचले। ऋषीणामाश्रयादेव मुक्तिमार्गस्य कारणम्॥" (रैवत-गीरनार पर्वत पर नेमिजिन है; विमलाचल पर युगादि-ऋषभ-जिन है ऋषियों को आश्रय से ही मोक्षमार्ग के कारण है।)

● 'स्कन्दपुराण' में लिखा है—'शत्रुंजय तीर्थ का स्पर्श करने से, रैवताचल को नमस्कार और गजपदकुण्ड में स्नान करने से पुनर्जन्म नहीं लेना पड़ता'।

● 'नागपुराण' में कहा है—'६८ तीर्थों में यात्रा करने से जो पुण्य होता है, वह आदिनाथदेव को स्मरण करने से भी होता है।' (श्री ऋषभदेव विभु का दूसरा नाम आदिनाथ भी है।) "अर्हं" शब्द, हे देवि! परम तत्त्व है। जो उसे जानता है वह संसार के बंधन को काट कर परमगति-मोक्ष को प्राप्त करता है।"

● 'अग्निपुराण' में कहा है—'मरुदेवी से ऋषभ हुए, और ऋषभ से भरत हुए; भरत से भारतवर्ष हुआ, और उसी भरत से सुमति हुए।'

'ऋग्वेद' ३० अ० में लिखा है:—'आदित्या त्वमसि आदित्य सद आसीत् अस्तभ्राद्द्यां वृषभो तरिक्षं जमिमीते वरीमाणं'।

'ऋग्वेद' ३६ अ० ७-३-११ में कहा है:—

'मरुत्वं त वृषभं वावृधानमकवारिं दिव्यशासनमिन्द्रं विश्वा साहम वसे नूतनायोग्रासदोदा मिहंताह्वयेमः ॥'

'ऋग्वेद' अ० ४, अ० ३, वर्ग में लिखा है:—

"अर्हंता ये सुदानवो नरो असो मिसा स प्रयज्ञं यज्ञियेभ्यो दिवो अर्चा मरुद्भ्यः ॥'

'ऋग्वेद' स० अ० २ अ० ७ व० २७ में कहा है:—

"अर्हन्बिभाषे सायकानि धन्वार्हन्निष्कं यजतं विश्वरूपं अर्हन्निदं दयसे विश्वं भवभुवं न वा आगीयो रूद्रत्व दस्ति ॥"

'वृहदारण्यक' में कहा है:—

'नमं सुवीरं दिग्वाससं ब्रह्मगर्भं सनातनम् ॥ दधातु दीर्घायुस्त्वाय वलाय वर्चसे सुप्रजास्त्वाय रक्ष रक्ष रिष्टनेमि स्वाहा ॥'

'आरण्यक' में लिखा है:-'ऋषभ एव भगवान् ब्रह्मा भगवता ब्रह्मणा स्वयमेवाचीर्णानि ब्रह्माणितपसा च परं पदम् ॥

'यजुर्वेद' में कहा है:—"ॐ नमो अर्हतो ऋषभो ॐ ऋषभः पवित्रं पुरुहूतमध्वरं यज्ञेषु नग्नं परमं माह ॥"

ॐ ज्ञातारमिन्द्रं वृषभं वदन्ति अमृतारमिन्द्रं हवे सुगतं सुपार्श्वमिन्द्रमाहुरितिस्वा ॥"

**'सामवेद** अ० ३-खंड १-११ में कहा है:—

'अप्या ददि मेयवामन रोदसी इमा च विश्वा भुवनानि मन्मना यूथेन निष्टा वृषभो विराजास ॥

**'ऋग्वेद'** (१-३-२) १०-५-२३ में लिखा है:—

वृषभश्चक्रे इन्द्रो निर्ज्योतिषां तम सोगा अदुत्तद् इमस्तोम अर्हते जातवेदसे रथ इस संमहेयम ॥

**'मनुस्मृति'** कहती है:—

'मरुदेवी च नाभिश्च, भरते कुलसत्तमाः । अष्टमो मरुदेव्यां तु, नाभेर्जात उरुक्रमः ॥ 'दर्शयन् वर्त्मवीराणां, सुरासुरनमस्कृतः । नीतित्रयाणां कर्ता यो, युगादौ प्रथमो जिनः ॥

'भरतक्षेत्र में सात कुलकर राजाओं में उत्तम मरुदेवी और नाभिराजा हुए । नाभिराजा से मरुदेवी को बड़ा पराक्रमी पुत्र (ऋषभ) हुआ जो वीर पुरुषों का मार्ग बताने वाला व सुरासुर से वंदित, व्यवहारनीति, राजनीति और धर्मनीति का कर्ता ओर जो युग की आदि में प्रथम जिन था ।'

**'योगवासिष्ठ'** में कहा है:—

"नाहं रामो न मे वाञ्छा, भावेषु च न मे मनः ।
शान्तिमास्थातुमिच्छामि, स्वात्मन्येव जिनो यथा ॥"

"मैं राम नहीं मुझे वांछा नहीं, पदार्थों में मेरा मनं नहीं जिस प्रकार 'जिन' अपनी आत्मामें शान्तभाव से रहते है उसी प्रकार मैं स्वात्मामें शान्तभाव से रहना चाहता हूँ"

# जैन धर्म के विषय में

## विद्वानों एवं तत्त्ववेत्ताओं के सुन्दर अभिप्राय

'डॉ० जॉन्स हर्टल' (जर्मनी) कहते हैं—"मैं अपने देशवासियों को दिखाऊंगा कि—कैसे उत्तम नियम और ऊंचे विचार, जैनधर्म और जैनाचार्यों में है। जैनियों का साहित्य बौद्धों से बहुत बढ़कर है और ज्यों ज्यों मैं जैनधर्म और उसके साहित्य को समझता हूँ त्यों त्यों मैं उनको अधिक पसद करता हूँ"—इत्यादि ॥

'जर्मन डॉ० हर्टल' का मतव्य है—"जैनो के महान् संस्कृत साहित्य को समग्र साहित्य से अलग किया जाए तो सस्कृतकविताकी क्या दशा होवे ?"

'डॉ० हर्मन याकोबी' (जर्मनी) का निश्चित मत है कि—"जैन-धर्म पूरे तौर से स्वतन्त्र धर्म है। इस धर्म ने दूसरे किसी धर्म का अनुकरण या नकल नहीं की है।"

'डॉ० ए गिरनाट' (पेरीस) लिखते हैं कि—"मनुष्यों की तरकी के लिये जैनधर्म का चारित्र बहुत लाभकारी है, यह धर्म बहुत ही असली, स्वतत्र, सादा बहुत मूल्यवान् तथा ब्राह्मणों के मतों से भिन्न है, तथा यह बौद्धों के समान नास्तिक नहीं है।" इत्यादि ...

'डॉ० रवीन्द्रनाथ टागोर' कहते है—"महावीर ने डिंडीम नाद से हिंद में सदेशा फैलाया कि धर्म यह वास्तविक सत्य है, कहते आश्चर्य पैदा होता है कि-इस शिक्षा ने देश को वशीभूत कर लिया।"

'डॉ० राजेन्द्रप्रसाद' (भारतीय राष्ट्रपति) की स्पष्ट राय है कि—"श्री महावीरजी के वताये मार्ग पर चलने से हम पूर्ण शान्ति प्राप्त कर सकेंगे। जैनधर्म ने ससार को अहिंसा की शिक्षा दी है. किसी दूसरे धर्म ने अहिंसा की मर्यादा यहां तक नहीं पहुँचाई, जैनधर्म अपने

अहिंसा सिद्धान्त के कारण विश्वधर्म होने को पूर्णतया उपयुक्त है।"

'डॉ० सतीशचन्द्र' लिखते हैं कि—"वेदांत दर्शन के पहले ही जैनधर्म प्रचार में था, सृष्टि के आरभ से ही जैनधर्म प्रचार मे है।"

'डॉ० राधाकृष्णन्' पल्ली का कहना है—"अपने पूर्व हो गये २३ महर्षि अथवा तीर्थंकरों द्वारा दिये गये उपदेशों की परम्परा वर्धमानने आगे चलायी। ईस्वी सन् के पूर्व ऋषभदेव के असख्य उपासक थे। इस तत्त्व को सिद्ध करने वाले अनेक प्रमाण उपलब्ध है। खास यजुर्वेद मे भी तीर्थङ्करों को मान्यता दी गई हैं। अगणित व युगानुयुग से जैनधर्म चला आ रहा है।"

'डॉ० गगानाथ झा' (एम. ए डी. लिट) 'अगर विरोधी सज्जन जैन-साहित्य का अभ्यास व मनन सूक्ष्मरीति से करेंगे तो उनका विरोध खत्म हो जायगा।'

स्व० मोहनलाल करमचद गाधी'—"अहिंसा तत्त्व के सबसे बड़े प्रचारक महावीर स्वामी ही थे।"

'प० जवाहरलाल नेहरू'.—"जैन या बुद्ध पूरी तौर से भारतीय हैं लेकिन वे हिंदू नहीं है।"

'स्व० लोकमान्य तिलक'.—"ब्राह्मण और हिंदूधर्म मे मासभक्षण और मदिरापान बध हो गया यह भी जैनधर्म का प्रताप है। महावीर स्वामी के पहले भी जैनधर्म प्रचार में था।"

'प्रोफेसर मेक्समुलर'.—"जैनधर्म हिंदू धर्म से बिलकुल भिन्न और स्वतंत्र धर्म है।"

'जी० जे० आर०-फरलाग' "जैनधर्म की स्थापना-शुरुआत-जन्म कब हुआ इसका पता लगाना असभव है। हिन्दुस्तान के धर्मों में जैनधर्म सबसे प्राचीन है।"

'सर अकबर हैदरी'.—"महावीर का सत् सदेश हमारे हृदय मे विश्व बन्धुत्व का शखनाद बजाता है।"

**इंपिरियल गेझेटियर ओफ इंडिया**–"बौद्ध धर्म संस्थापक गौतम बुद्ध के पहले जैन धर्म के अन्य २३ तीर्थंकर हो गये थे।"

**योगी जीवानंद परमहंसः**–"एक जैन शिष्यके हाथ में दो पुस्तक देखे, वे लेख इतने सत्य, नि पक्षपाती मुझे दिख पडे कि मानो दूसरे जगत् मे आकर खडा हो गया। आबाल्यकाल ७० वर्षो से जो कुछ अध्ययन किया और वैदिक धर्म बांधे फिरा सो व्यर्थ सा मालूम होने लगा प्राचीन धर्म, परमधर्म, सत्यधर्म, रहा हो तो जैन धर्म था। वैदिक बाते कहीं वह ली गई सो सब जैन शास्त्रों से नमूना एकट्ठी करी है।"

**युरोपियनविद्वान डॉ० परडोल्ट**—'धर्म के विषय मे 'जैन धर्म यह नि शक परम पराकाष्ठावाला है।'

**डॉ०राधा विनोदपाल**—लिखते हैं कि "अनोखी अहिंसा की भेट जैन धर्म के निर्यामक तीर्थंकर परमात्माओं ने ही की है।"

**न्यायमूर्ति रागलेकर**—(बम्बई हाइकोर्ट)कहते हैं, "आधुनिक ऐतिहासिक शोध से यह प्रकट हुआ है कि यथार्थ में ब्राह्मण धर्म सद्भाव अथवा उसके हिन्दू धर्म रूप मे परिवर्तन होने के बहुत पूर्व जैन धर्म इस देश मे विद्यमान था।"

**फर्लां ग साहब मेजर.**—का कहना है "जैनधर्म के प्रारम्भ को मानना असभव है।"

**स्वामी राममिश्रजी शास्त्री**—कहते हैं कि "मोहन जो देरो, प्राचीन शिलालेख, गुफाए, एव प्राचीन अनेक अवशेष प्राप्त होने से भी जैन धर्म की प्राचीनता का ख्याल आता है। जैन धर्म तब से प्रचलित हुआ है कि जब से सृष्टि का प्रारम्भ हुआ। वेदान्त दर्शन की अपेक्षा भी जैन धर्म बहुत प्राचीन है।"

**डॉ एल. पी. हेसीटोरी** (इटालियन विद्वान) का मन्तव्य है कि "जैन धर्म बहुत ही ऊंची पंक्ति का है। इसके मुख्य तत्त्व विज्ञान स्वरूप के आधार पर रचे हुए हैं। ज्यों ज्यों पदार्थ विज्ञान आगे

बढ़ता जाता है त्यों त्यों वह जैन धर्म के सिद्धान्तों को सिद्ध कर रहा है।"

प्रो. आनन्दशकर ध्रुव —लिखते हैं कि स्याद्वाद एकीकरण का दृष्टि बिन्दु हमारे सामने उपस्थित करता है। शंकराचार्य ने स्याद्वाद पर जो आक्षेप किया है वह मूल रहस्य के साथ सम्बन्ध नहीं रखता। विविध दृष्टि बिन्दुओं के द्वारा निरीक्षण किये बिना कोई भी वस्तु संपूर्ण रूप मे समझ मे नहीं आ सकती। स्याद्वाद यह सशयवाद नहीं है किन्तु विश्व का किस प्रकार अवलोकन करना चाहिए यह हमे सिखाता है।"

ज्योर्ज बर्नार्ड शो —(इग्लन्ड के प्रसिद्ध नाट्यकार) कहते है-"जैन धर्म के सिद्धान्त मुझे बहुत ही प्रिय हैं। मेरी यह इच्छा है कि मृत्यु के बाद मैं जैन परिवार में जन्म प्राप्त करूं।"

अमेरिकन बहेन ओर्डीकार्जेरी का कहना है—"जैन धर्म एक ऐसा अद्वितीय धर्म है कि जो प्राणिमात्र की रक्षा करने के लिए क्रियात्मक प्रेरणा देता है। मैंने ऐसा दयाभाव किसी धर्म में देखा नहीं है।"

डॉ सतीशचद्र विद्याभूषण M A PH D. (कलकत्ता) लिखते हैं —"ऐतिहासिक ससार मे तो जैन साहित्य जगत के लिए अधिक उपयोग की वस्तु है, जो इतिहासलेखक तथा पुरातत्त्वविशारदों के लिए अनुसन्धान की विपुल सामग्री उपस्थित करती है। जैन साधु सचमुच प्रशंसनीय जीवन व्यतीत कर रहे है। जैन साधु पूर्ण रीति से व्रत नियम व इन्द्रियसयम का पालन करते हुए विश्व में आत्मसयम का एक जबरदस्त उत्तम आदर्श उपस्थित करते हैं। एक गृहस्थ का भी जीवन जो जैनत्व (याने जैन आचार-विचार के पालन) को अर्पित है वह इतना भारी निर्दोष है कि भारतवर्ष को उस का गौरव रखना चाहिए।"

टी. डबल्यु. रईस डेव्हिड –"जैनधर्म यह बौद्धधर्म की अपेक्षा भी प्राचीन है।"

श्री वरदकांतजी एम ए —"जैनधर्म का प्रथम प्रचार श्री ऋषभदेव ने किया।"

कर्नल टोड —"भारतवर्ष के प्राचीन इतिहास मे जैनधर्म ने अपना नाम अजरामर रक्खा है।"

पं० राममिश्रजी आचार्य, रामानुज "स्याद्वाद यह जैनधर्म का अभेद्य दुर्ग है। इस दुर्ग में वादी और प्रतिवादी के मायामय गोलों का प्रवेश नहीं होता। वेदात आदि अन्य दर्शन शास्त्रों के पूर्व भी जैनधर्म अस्तित्व में था, इस वारे मे मुझे रति भर भी सदेह नहीं।"

रायबहादुर पूर्णेन्दुनारायणसिह एम. ए 'जैनधर्म पढ़ने की मेरी हार्दिक इच्छा है क्योंकि व्यावहारिक योगाभ्यास के लिये यह साहित्य सबसे प्राचीन है। इसमे हिन्दू धर्म से पूर्व की आत्मिक स्वतन्त्रता विद्यमान है. जिसको परम पुरुषों ने अनुभव व प्रकाश मे किया है।'

अब्जाक्ष सरकार एम. ए. बी. एल —'यह अच्छी तरह प्रमाणित हो चुका है कि जैनधर्म बौद्धधर्म की शाखा नहीं है। जैन दर्शन मे जीवन तत्त्व की जैसी विस्तृत आलोचना है वैसी और किसी भी दर्शन मे नहीं है।"

वासुदेव गोविन्द आप्टे बी. ए –"जैनधर्म में अहिसा का तत्त्व अत्यन्त श्रेष्ठ है। यति कर्म अत्यन्त उत्कृष्ट है।"

स्त्रियों को भी यतिदीक्षा लेकर परोपकारी कृत्यों मे जन्म बीताने की आज्ञा है वह सर्वोत्कृष्ट है। हमारे हाथ से जीवहिसा न होने पावे इसके लिये जैनी जितने डरते है इतने बौद्ध नहीं।

एक समय धर्म, नीति, राजकार्यधुरन्धरता, शास्त्रदान समाजो-

बढ़ता जाता है त्यों त्यों वह जैन धर्म के सिद्धान्तों को सिद्ध कर रहा है।"

प्रो. आनन्दशकर ध्रुव —लिखते हैं कि स्याद्वाद एकीकरण का दृष्टि बिन्दु हमारे सामने उपस्थित करता है। शंकराचार्य ने स्याद्वाद पर जो आक्षेप किया है वह मूल रहस्य के साथ सम्बन्ध नहीं रखता। विविध दृष्टि बिन्दुओं के द्वारा निरीक्षण किये बिना कोई भी वस्तु संपूर्ण रूप मे समझ मे नहीं आ सकती। स्याद्वाद यह सशयवाद नहीं है किन्तु विश्व का किस प्रकार अवलोकन करना चाहिए यह हमे सिखाता है। "

ज्योर्ज बर्नार्ड शो —(इग्लन्ड के प्रसिद्ध नाट्यकार) कहते है- "जैन धर्म के सिद्धान्त मुझे बहुत ही प्रिय हैं। मेरी यह इच्छा है कि मृत्यु के बाद मैं जैन परिवार में जन्म प्राप्त करू'।"

अमरिकन बहेन ओर्डीकार्जेरी का कहना है'—"जैन धर्म एक ऐसा अद्वितीय धर्म है कि जो प्राणिमात्र की रक्षा करने के लिए क्रियात्मक प्रेरणा देता है। मैने ऐसा दयाभाव किसी धर्म में देखा नहीं है।"

डॉ सतीशचद्र विद्याभूषण M A PH D (कलकत्ता) लिखते हैं —"ऐतिहासिक ससार मे तो जैन साहित्य जगत के लिए अधिक उपयोग की वस्तु है, जो इतिहासलेखक तथा पुरातत्त्वविशारदों के लिए अनुसन्धान की विपुल सामग्री उपस्थित करती है। जैन साधु सचमुच प्रशंसनीय जीवन व्यतीत कर रहे हैं। जैन साधु पूर्ण रीति से व्रत नियम व इन्द्रियसयम का पालन करते हुए विश्व में आत्मसयम का एक जबरदस्त उत्तम आदर्श उपस्थित करते हैं। एक गृहस्थ का भी जीवन जो जैनत्व (याने जैन आचार-विचार के पालन) को अर्पित है वह इतना भारी निर्दोष है कि भारतवर्ष को उस का गौरव रखना चाहिए।"

टी डब्ल्यु. रईस डेविड्स —"जैनधर्म यह बौद्धधर्म से अपेक्षा भी प्राचीन है।'

श्री वरदकान्त जी एम ए —"जैनधर्म का प्रथम प्रचार श्री ऋषभदेव ने किया।'

कर्नल टॉड —"भारतवर्ष के प्राचीन इतिहास में जैनधर्म ने अपना नाम अजरामर रक्खा है।'

पं० राममिश्रजी आचार्य, रामानुज "स्याद्वाद वह जैनधर्म का अभेद्य दुर्ग है। इस दुर्ग में वादी और प्रतिवादी के मायामय गोलों का प्रवेश नहीं होता। वेदांत आदि अन्य दर्शन शास्त्रों के पूर्व भी जैनधर्म अस्तित्व में था, इस बारे में मुझे रति भर भी संदेह नहीं।'

रायबहादुर पूर्णेन्दुनारायणसिंह एम ए 'जैनधर्म पढ़ने की मेरी हार्दिक इच्छा है क्योंकि व्यावहारिक योगाभ्यास के लिये यह साहित्य सबसे प्राचीन है। इसमें हिन्दू धर्म से पूर्व की आत्मिक स्वतन्त्रता विद्यमान है जिसको परम पुरुषों ने अनुभव व प्रकाश में किया है।'

अम्बाक्ष सरकार एम. ए. बी एल—'यह अच्छी तरह प्रमाणित हो चुका है कि जैनधर्म बौद्धधर्म की शाखा नहीं है। जैन दर्शन में जीवन तत्त्व की जैसी विस्तृत आलोचना है वैसी और किसी भी दर्शन में नहीं है।"

वासुदेव गोविन्द आप्टे बी ए.—"जैनधर्म में अहिंसा का तत्त्व अत्यन्त श्रेष्ठ है। यति कर्म अत्यन्त उत्कृष्ट है।"

स्त्रियों को भी यतिदीक्षा लेकर परोपकारी कृत्यों में जन्म बीताने की आज्ञा है वह सर्वोत्कृष्ट है। हमारे हाथ से जीवहिंसा न होने पावे इसके लिये जैनी जितने डरते हैं इतने बौद्ध नहीं।

एक समय धर्म, नीति, राजकार्यधुरन्धरता, शास्त्रदान समाजो-

न्नति आदि बातों में उनका समाज इतर जनो से बहुत आगे था।"

मुहम्मद हाफिज सय्यद बी. ए. एल. टी थियोसोफिकल हाई-स्कूल कानपुर--"मै जैन सिद्धान्त के सूक्ष्म तत्त्वों से गहरा प्रेम करता हूँ।"

एम. डी पांडे--"मुझे जैन सिद्धांत का बहुत शोख है, क्यों कि कर्मसिद्धांत का इसमे सूक्ष्मतासे वर्णन किया गया है।"

स्वामी विरुपाक्ष एम ए(प्रो० संस्कृत कालेज, इन्दौर )—'द्वेष के कारण धर्म प्रचार को रोकने वाली विपत्ति के रहते हुए जैनशासन कभी पराजित न होकर सर्वत्र विजयी ही होता रहा है। 'अर्हन् देव' साक्षात् परमेश्वर है।

"अर्हत परमेश्वर का वर्णन वेदो मे भी पाया जाता है।"

कन्नुलाल जोधपुरी-"जैनधर्म एक ऐसा प्राचीन धर्म है कि—जिसकी उत्पत्ति तथा इतिहास का पता लगाना एक बहुत ही दुर्लभ बात है।"

श्री सुव्रतलाल वर्मन् एम ए ऊर्दू मासिक पत्र में लिखते हैं–

"महावीर स्वामी का पवित्र जीवन"

हिंदुओ! अपने इन बुजुर्गों की इज्जत करना सीखो .... .. तुम इनके गुणों को देखो। यह धर्म कर्म की झलकती हुई, चमकती, दमकती मूर्त्ति है इनका दिल विशाल था, समद्र था, जिसमें मनुष्य प्रेम की लहरे जोरशोर से उठती रहती थी ससार के प्राणी मात्र की भलाई के लिये सबका त्याग किया, ये दुनिया के जबरदस्त रिफार्मर, यह हमारी कौमी तवारिख के किमती रत्न हैं। इनमें बेहतर साहबे कमाल तुमको और कहां मिलेंगे ?। इनमे त्याग था, इनमें वैराग्य था इनमें धर्म का कमाल था, इनका खिताब "जिन" है जो बात थी साफ साफ थी, उन्होंने तप जप, योग का साधन करके अपने आपको मुकम्मिल (यथार्थ रूप परम स्वरूप को) और पूर्ण बना लिया था . . ."